# Ballads : કથાગીતો (ચાલુ)

શ્રી જ્ઞાનપ્રસારક સભા તરફથી લોકગીતોની વ્યાખ્યાનમાળાઃ
વ્યાખ્યાન ચોથું: તેમાં દૃષ્ટાંતો દેવાનાં ગીતો : ઝવેરચંદ મેઘાણી
સંપાદિત સોરઠી સાહિત્યનાં જૂદાં જૂદાં પુસ્તકોમાંથી તારવેલાંઃ
સર કાવસજી જહાંગીર હૉલ : મુંબઇ : ૮-૩-'૨૫

## ઐતિહાસિક કથાગીતોના નમૂના

અનુક્રમ

# હનુભાઈ ગોહિલ

[ કાઠી લોકો હનુભાઇ ગોહિલના પિત્રાઇ ભાઈઓનું ધણ લઈ ગયા. હનુભાઇને એ પિત્રાઇઓની સાથે અદાવત હતી. તે છતાં પોતે અદાવત ભૂલી, કાઠીઓની પાછળ પડી, યુદ્ધ મચાવી મરાયો.]

રંગ્યા તે રંગ્યા રૂપાના બાજોઠ જો ને
 સાવ રે સોનાનાં સોગઠાં હો રાજ !
હનુ ફતેસંગ માડીજાયા વીર જો ને
 બેરૂ ભડીને બેઠા રમવા હો રાજ !
રમ્યા તે રમ્યા બાજીયું બે ચાર જો ને
 [1]શાયકો આવ્યો ખીજડીયા ગામનો હો રાજ !
વાળ્યું તે વાળ્યું ખીજડીયાનું ધણ જો ને
 જેઠે ગોવાળોએ ધણુ વાળીયાં હો રાજ !
કુંવરને કાંઈ ચટકે ચડી રીસ જો ને
 પાસા પછાડી કુંવર ઉઠીયા હો રાજ !
ઘોડારમાંથી રોઝી ઘોડી છોડી જો ને
 ખીંતીએથી લીધાં મશરૂ [2]મોળીયાં હો રાજ !
રાણીજીને મેડીયે થીયાં જાણુ જો ને
 ફાળું પડી રાણીજીના પેટમાં હો રાજ !

---

૧. કાસદ ૨. પાઘડી.

મોડી થોભી ઘોડીલાંની વાઘ જો ને
આજે ઘાલ્યું છે રાજને માથડે હો રાજ !
ઘેલાં તે રાણી ઘેલડીયાં શાં બોલો જો ને
વેરી વળાવી હમણાં આવશું હો રાજ !
મેડી ઉતરતાં લપટ્યો ડાબો પગ જો ને
માઠે શુકને તે રાજા નો ચડો હો રાજ !
ઓશરીએ આડી ઉતરી છે મંજાર જો ને
તોરણે ભરાણું મશરૂ મોળીયાં હો રાજ !
³વારે તે વારે હનુભાનાં માત જો ને
અવળે અપશુકને કુંવર નો ચડો હો રાજ !
ઘેલાં તે માતા ! ઘેલડીયાં શાં બોલો જો ને !
વેરી વળાવી હમણાં આવશું હો રાજ !
ડેલીયે જાતાં મળી છે કુંભાર જો ને
હાથમાં ⁴ત્રાંબકડી એને છાશની હો રાજ !
વારે તે વારે લીંબડા કેરાં લોક જો ને
માઠે શુકને રે રાજા મા ચડો હો રાજ !
ઘેલાં તે લોકો ઘેલડીયાં શાં બોલો જો ને
વેરી વળાવી હમણાં આવશું હો રાજ !
શીમાડે જાતાં ઉતર્યાં આડા સાપ જો ને
ડાબી ભેરવ તે હનુ ! કળકળી હો રાજ !
અપશુકનનો ન મળે રાજા પાર જો ને
વાર્યાં કરો તો વળો પાછેરા હો રાજ !
હું હનુભે રણજાયો રજપૂત જો ને
જુદ્ધે ચડયો તે પાછો નો ફરૂં હો રાજ !

---
૩. રેકે ૪. દોણી.

વારનાં ઘોડાં મારગે ચાલ્યાં જાય જો ને
આડબીડ હાલે હનુભાની રોઝડી હો રાજ !
આકડીયામાં ચારણુને થાય જાણુ જો ને
વીકોભૈ ચારણુ આડો આવીઓ હો રાજ !
પશાણે કાંઇ ઉતાર્યાં પલાણુ જો ને
રેડીયા કસુંબા તેણે કાઢીઆ હો રાજ !
આવ્યાં તે આવ્યાં વીકાભની માડી જો ને
આવી પૂછી છે એક વાતડી હો રાજ !
તમે કુંવર ઘડીક ધીરા થાવ જો ને
ધણુ રે વાળી વીકોભૈ આવશે હો રાજ !
આઇ મા! તમને લળી લાગું પાય જો ને
ઘડીયે ખોટી કરો મા આ સમે હો રાજ !
લાજે મારાં સિંહણુ કેરાં દુધ જો ને
લાજે ગોહેલ ગંગાજળ ઉજળો હો રાજ !
હું હનુભૈ રણુજાયો રજપૂત જો ને
જુદ્ધે ચડયો તે પાછો નો ફરૂં હો રાજ !
ત્યાંથી હનુભાએ રોઝી ઘોડી છોડી જો ને
જોઠા ગોવાળીઓ પડકારીયો હો રાજ !
જોઠીઓ કાંઇ લળીને લાગે પાય જો ને
માફી દોને હનુભૈ આ સમે હો રાજ !
ત્રણ ગાઉને તરભેટે લાવ્યો ધણુ જો ને
હવે વાતુંએ નહિ ઉગરો હો રાજ !
રણુભોમે કાંઇ રોપ્યા છે રણુથંભ જો ને
હાથે મીંઢળ હનુભાએ બાંધીઆ રે લોલ !

તરવાર્યુંનાં બંધાણાં છે તોરણુ જો ને
ભાલાં ભળકે હનુભાના હાથમાં હો રાજ !
લડે તે લડે કાઠીડો રજપૂત જો ને
લડે હનુભા કુંવર વાંકડા હો રાજ !
મરાણા કાંઈ હનુ ફતેશંગ વીર જો ને
રણમાં પડિયા ફતેશંગ વાંકડા હો રાજ !
રૂવે તે રૂવે લીંબડા ગામનાં લોક જો ને
હાટે રૂવે રે હાટ વાણીયા હો રાજ !
દાસીયું કાંઈ રૂવે છે દરબાર જો ને
રાણીયું રૂવે રે રંગમોલમાં હો રાજ !
આથમીઓ કાંઈ લીંબુડા ગામનો ભાણ જો ને
મીંઢાળ સોતા ફતેશંગ મારીયા હો રાજ !

[સૌરાષ્ટ્રની રસધાર : ધારા ૩ : પૃષ્ટ ૨૦૫]

# જોધો માણેક

[સૌરાષ્ટ્રમાં આવેલા ઓખા મંડળ પ્રદેશના અસલ માલિકો વાઘેર જાતિનાં ક્ષત્રિયો : એની પાસેથી ગાયકવાડે ઓખામંડળ જીતી લીધું. વાઘેરોએ એકત્ર થઈ ગાયકવાડની સામે બહારવટું ચલાવ્યું. જોધો માણેક વાઘેરોનો સરદાર હતો. એના શૌર્યની આ કારીઓ રચાયલી છે.]

મનડો મોલાસેં મિલાયો
જોધો માણેક રૂપમેં આયો !
કમરૂં કસીને માણેકે બંધીયું અલા !
ગાયકવાડકે નમાયો—જોધો૦

કેસર કપડાં માણેકે રંગીયાં અલા !
તરવારેસેં રમાયો—જેધો૦

જેધા માણેકજી ચડી અસવારી અલા !
સતીયેંજે સીસ નમાયો—જેધો૦

સેખ ઇસાક ચયે, સુણો મુંજા સાજન અલા !
દાતાર મદતેમેં આયો
જેધો માણેક રૂપમેં આયો—મનડો૦

૨

કોડીનાર મારીને જાય
ઓખેજો વાઘેર કોડીનાર મારીને જાય !
ગોમતીજો રાજા કોડીનાર મારીને જાય !

આથમણે નાકેથી ધણુ વાળીને
ઉગમણે નાકે લઇ જાય—ઓખેજો૦

નીસરણીયું માંડીને ગામમાં ઉતર્યા ને
બંદીવાનની બેડીયું બંગાય—ઓખેજો૦

કોડીનાર મારીને જેધો ગાદીએ બેઠા ત્યારે
કોડીનારનો ધણી કોઇ ન થાય—ઓખેજો૦

આયરો કરીને કસુંબા કાઢીયા ને
સાકરૂના ઠુંગા વેચાય—ઓખેજો૦
વાઘેરૂને રંગડા દેવાય—ઓખેજો૦

બારે રે બપોરે બજારૂં લુંટીયું ને
માયા કેરા સાંઢીયા ભરાય—ઓખેજો૦

બામણુ સૈદુંને દાન તો દીધાં ને
ગામમાં મીઠાયું વેંચાય—ઓખેજો૦

આયું કેરે ગોંદરે નીર્યાં કપાસીયા ને
પાદરે ચોરાસી જમાય—ઓખેજો૦

દેસ પરદેસે કાગળો લખાણા ને
વાતું તારી વડોદરે વંચાય—ઓખેજો૦

*હૈયાની ધારણે બોલ્યા રે નથુનાથ
તારા જસડા ગામોગામ ગવાય—ઓખેજો૦

(સોરઠી બહારવટીયા : ૨ : પા. ૧૨૬–૧૩૬)

## જોગીદાસ ખુમાણ

[ કુંડલાના આ કાઠી વીરે ભાવનગર–રાજા વજેસંગ સામે વર્ષો સુધી યુદ્ધ ચલાવેલું. ઈ. સ. ૧૮૦૦ આસપાસનો સમય હતો. ]

પડ ચડિયો જે દિ' જોગડો પીઠો
આકડીયા ખાગે અરડીંગ,
જરદ કસી મરદે અંગ જડિયા
સમવડિયા અડિયા તરસીંગ. ૧

[ જોગીદાસ ને પીઠો ખુમાણ યુદ્ધમાં ચડ્યા. શૂરવીરો ખડગ લઈ આફળ્યા. મરદોએ અંગ પર બખ્તર કરયાં. બરોબરીયા સિંહોએ જાણે જંગ માંડયો.]

---

*પાઠાન્તર : 'શેખ ઇસાક ચયે, સુણો મુંજા સાજન !'

જુધ્ધ કરવા કારણ રણ ઝૂટા
સાંકળ તોડય બછૂટા સિંહ,
માંડે ખેધ ખેધ ખુમાણો
લોહ તણો સર જાણે લીંહ. ૨

[ યુદ્ધ કરવાને કારણે બહારવટીયા રણમાં ધસ્યા. જાણે સિંહ સાંકળ તોડીને વછૂટયા. ખુમાણોએ મરણીયા થઈ વેર માંડયું. જાણે એ તો લોઢાની ઉપર આંકેલ લીટી ! ભૂંસાય જ નહિ. ]

કસંપે ખોયા મલક કાઠીએ
કરિયો ઘરમાં કટંબ કળો;
સાવર ને કુંડલપર સારૂ
વધતે વધતે વધ્યો વળો. ૩

[ પરંતુ કાઠીઓએ કુસંપને કારણે મુલક ખોયો. ઘરની અંદર જ કુટુંબ-કલહ કર્યો. સાવર ને કુંડલા માટે વેર વધવા જ લાગ્યાં. ]

મત્ય મુંઝાણી દશા માઠીએ
કાઠી બધા ચડયા કડે,
ચેલો ભાણ આવીયા ચાલી
જોગો આવધ અંગ જડે. ૪

[ પણ માઠી દશાને લીધે તેઓની મતિ મુંઝાણી. કાઠીઓ બધા કડે ચડયા. જસદણનો ચેલો ખાચર અને ભડલીનો ભાણ ખાચર આવ્યા. તે વખતે જોગીદાસ અંગ પર આયુધ કસતો હતો. ]

વેળા સમો ન શકિયા વરતી
ફરતી ફોજ ફરે ફરંગાણ,
ભાયું થીયા જેતપર ભેળા
ખાચર ને વાળા ખુમાણ. ૫

[કાઠીઓ સમય ન વર્તી શકયા. ચોફેર અંગ્રેજોની ફોજ ફરતી હતી. ત્યાં બધા ભાઇઓ જેતપરમાં ભેળા થયાં. ખાચર, ખુમાણ ને વાળા, ત્રણે.]

મૂળુ સાચો અખિયો માણે
જાણે દાય ન આવે ઝેર,
ફરતો ફેર મેરગર ફરવો
વજમલસું આદરવો વેર. ૬

[મુળા વાળાએ સાચી સલાહ આપી કે ભાઈ! મેરુની પ્રદક્ષિણા કરવી જેટલી મુશ્કેલ છે, તેટલું જ વિકટ વજેસંગ સાથે વેર આદરવાનું છે.]

હેક વચન સાંભળ તણુ–હાદા!
નર માદા થઇ દ્રીયો નમી!
પડખા માંય કુંપની પેઠી
જાવા બેઠી હવે જમી. ૭

[હે હાદાના તનય! એક વચન સાંભળ. હવે તો મરદો છો તે અબળાઓ બનીને નમી જાઓ. કેમકે હવે પડખામાં અંગ્રેજની કંપની પેઠી છે, હવે આપણી જમીન જવા જ બેઠી છે.]

બરબે હાદા–સતણુ બોલિયો
કાકા ભીંતર રાખ કરાર,
જોગો કહે કરૂં ધર જાતી
(તો) વંશ વાળા લાજે અણુવાર. ૮

[હાદા–સુતન જોગીદાસ ઉશ્કેરાઇને બોલ્યો કે હે કાકા! તું હ્રદયમાં ખાત્રી રાખજે. હું જોગો જો ધરતી જવા દઉં, તો તો અત્યારે આપણો અસલ વાળા ક્ષત્રિયનો વંશ લાજે.]

મરદાં સજો થાવ હવ માટી!
આંટી પડી નકે ઉગાર,
અધપતીઓના મલક ઉજાડો
ધાડાં કરી લૂંટો ધરાર. ૯

[હે મરદો! હવે બહાદૂર થઇને સાજ સજો. હવે એવી આંટી પડી છે કે ઉગાર નથી. હવે તો રાજાઓના મુલકને ઉજ્જડ કરો. ધાડ પાડીને ધરાર લુંટો.]

એ કથ સુણી ભરિયા ઉચાળા
ગરના ગાળામાંય ગીયા,
વાંસેથી ખાચર ને વાળા
રાળા ટાળા કરી રીયા. ૧૦

[જેતપૂર મુળુવાળાનું આવું કથન સાંભળીને ખુમાણોએ ઉચાળા ભર્યા. ભરીને ગિરની ખીણોમાં ગયા. પણ પાછળથી ખાચરો અને વાળાઓ ખટપટ કરવા મંડ્યા.]

પરથમ એ ખૂટામણ પેઠું
બેઠું સહુ ગ્રહી ઘરબાર,
જોગો કરે ખત્રવટ જાતી
(તો) ભૂવણ શેષ ન ઝીલે ભાર. ૧૧

[પ્રથમ જ ખૂટામણ પેઠું. બધા પોતાનાં ઘરબાર ઝાલીને બેસી ગયા. ફક્ત એક જોગીદાસે કહ્યું કે જો હું ક્ષત્રીવટ જાતી કરું, તો તો શેષનાગ પૃથ્વીનો ભાર ન ઝીલે.]

જૂસણ કસીઆ જોધ જુવાણે
ખૂમાણે સજીયા ખંધાર,
પૃથવી કીધી ધડે પાગડે
બાધે દેશ પડે બુંબાડ. ૧૨

[જુવાન જોદ્ધાઓ બખ્તરો કરયાં. ખુમાણોએ અશ્વો સજ્યા. પૃથ્વીમાં નાસ ભાગ કરાવી મૂકી. આખા મુલકમાં બૂમો પડી.]

દીવ અને રાજૂલા ડરપે
શેષ ન ધરપે હેઠે સાંસ,
આવી રહે અચાનક ઉભો
દી' ઉગે ત્યાં જોગીદાસ ! ૧૩

[દીવ અને રાજુલા સહેરો ડરે છે. શેષનાગ જાણે કે નીચો શ્વાસ નથી મુકી શકતો. દિવસ ઉગે છે ત્યાં ઓચીંતો આવીને જોગીદાસ ઉભો રહે છે.]

 ૧૪૬૧૬

આઠે પહોર ઉદ્રકે ઉના
ઘર જુના સુધી ધમસાણ,
પાટણરી દશ ધાહ પડાવે
ખાગાં બળ ખાવે ખૂમાણ. ૧૪

[ઉના શહેર આઠે પહોર ઉચાટમાં રહે છે. જૂનાગઢ સુધી ધમસાણ આવે છે. પાટણની દિશામાં પણ બહારવટીયા પોકાર પડાવે છે. તલવારને જોરે ખુમાણો ખાય પીવે છે.]

એ ફરીઆદ વજા કન આવી
અછબી ફોજ મગાવી એક,
લુંટી નેસ નીંગરૂ લીધા
ત્રણ પરજાંરી છૂટી ટેક. ૧૫

[આવી ફરીઆદ વજેસંગજીની પાસે આવી. એણે એક મોટી ફોજ મગાવી. કાઠીઓનાં નેસડાં ઉચાળા લૂંટી લીધા. કાઠીઓની ત્રણે શાખાઓની ટેક છૂટી ગઇ.]

ભૂખ્યા ગિરે ડુંગરે ભમીઆ
સોહડ જોખમિયા ભાઇયાં સાથ,
ગેલો હાદલ ચાંપો ગમિયા
નમિયા નહિ ખૂમાણા નાથ. ૧૬

[બહારવટીયા ભૂખ્યા ભૂખ્યા ગિરના ડુંગરામાં ભમ્યા. બહુ જોખમો ખમ્યાં. ગેલો ખુમાણ, હાદો ખુમાણ, ચાંપો ખુમાણ, વગેરેના જાન ગુમાવ્યા. છતાં પણ ખુમાણોનો નાથ જોગીદાસ ન નમ્યો.]

ઠેરોઠેર બેઠીયાં થાણાં
કાઠી ગળે ઝલાણા કોય,
જસદણ અને જેતપર જબદી
ડરિયા મૂળી ચેલો દોય. ૧૭

[ વજેસંગે ઠેર ઠેર થાણાં મોકલ્યાં. કાઠીઓની ગરદન પકડી. જેતપુર ને જસદણ પર પણ જપ્તી આવી. એટલે મુળુ વાળો ને ચેલો ખાચર બન્ને ડરી ગયા. ]

જોગા કને ગીઆ કર જોડી
ચેલો મૂળુ એમ ચવે,
ચરણે નમો વજાને ચાલો
(નીકર) હાલો પાવર દેશ હવે ! ૧૮

[ચેલો ને મૂળુ જોગીદાસ પાસે જઇ, હાથ જોડીને કહે છે કે કાં તો નમી વજેસંગજીને ચરણે નમો, નીકર ચાલો પાછા આપણા પૂર્વજોના વતન પાવર દેશમાં. કેમકે આંહી આપણને રહેવા નહિ આપે.]

જોગીદાસે મનમાં જાણ્યું
તાણ્યું વેર ન આવે તાલ,
આવ્યો શરણે વજો ઉગારે
મારે તોય ધણી વજમાલ. ૧૯

[જોગીદાસે મનમાં વિચાર્યું કે હવે વધુ વેર તાણવામાં ફાયદો નથી. વજેસંગજીને શરણે જ જઇએ. એ ઉગારશે ને કદાચ મારશે તો પણ એ માલિક છે.]

ખાળા ચાળા મેલ્ય ખુમાણે
વાઝાનો લીધો વિશવાસ,
કૂડે દગો કાઠીએ કીધો
દોરી દીધો જોગીદાસ. ૨૦

[ખુમાણોએ તોફાન મૂકીને વાજા (મૂળુ)નો વિશ્વાસ કર્યો. કાઠીએ (મૂળુએ ને ચેલાએ) જૂઠું બોલીને દગો દીધો. જોગીદાસને દોરી જઈ શત્રુના હાથમાં સોંપી દીધો.]

જોગો ભાણુ કહે કર જોડી
કરડી દેખી પરજ કજા !

ગજરી વાર કરી ગોવીંદે
વાર અમારી કર્યે વજા ! ૨૧

[ભાણ જોગીદાસે હાથ જોડીને કહ્યું કે હે વજેસંગજી ! અમારી ઘરજની (જ્ઞાતિની) કુટિલતા અમે જોઈ લીધી. હવે તો ગજની વ્હાર જેમ ગોવિંદે કરી હતી, તેમ તું અમારી વાર કર.]

પીડ ખુમાણું તણી પિછાણી
ધણીઅત જાણી વડા ધણી
મારૂ રાવ ! વજા મહારાજા !
તું માજા હિન્દવાણુ તણી. ૨૨.

[તેં ખુમાણોની પીડા પિછાની; અને હે સમર્થ માલિક ! તેં તારો સ્વામી-ધર્મ સમજી લીધો. હે મારૂ (મારવાડથી આવેલા) રાવ ! હે વજેસંગ મહારાજ ! તું હિન્દુઓની શોભા રૂપ છે.]

[સોરઠી બ્હારવટીયા : ૨ : પૃષ્ટ ૭૩.]

# શેણી-વિજાણંદ

[બન્ને જણાં જાતનાં ચારણ હતાં. શેણી કાઠીઆવાડના ગોરવીઆળી ગામના માલધારી ચારણ વેદા ગોરવીઆળાની દીકરી : ને વિજાણંદ એકલો ભટકતો જુવાન : 'જંતર' નામનું વાજીંત્ર બજાવી જૂનાં પ્રેમગીતો ને શૌર્યગીતો ગાતો. શેણીના પિતાને ઘેર જતો આવતો. શેણી સાથે સ્નેહ બંધાયો. એક દિવસ જંતર બજાવીને એણે વેદાને પ્રસન્ન કર્યો. વેદાએ કંઈક માગવા કહ્યું. વિજાણંદે શેણી સાથેનો વિવાહ માંગ્યો. વેદાએ શર્ત મૂકી કે એક વરસની અંદર વિજાણંદ એક સો ને એક 'નવચંદ્રી' ભેંસો લાવી આપે તો જ શેણીને પરણે. વિજાણંદ ભેંસો મેળવીને એક વર્ષની અંદર ન પહોંચી શક્યો. છેલ્લા દિવસ સુધી રાહ જોયા પછી હતાશ શેણીએ બીજા કોઈ સાથે પરણવાની ના પાડી હિમાલયમાં ગળવા માટે પ્રયાણ કર્યું. હિમાલયના

જારફમાં બેસી ગઈ. શરીર બોઠું પડવા લાગ્યું. ત્યાં વિજાણંદ હિમાલયમાં પહોંચ્યો. જીવનની છેલ્લી ઘડીએ એનું 'જંતર' સાંભળતાં સાંભળતાં શેણીના છેલ્લા શ્વાસ નીકળી ગયા.]

**૫ પ્રેમનો પ્રથમ ઉદ્‌ભવ**

વિજાણંદ આરો વીંઝણો, શેણી આડી ભીંત;
પડદેથી વાતું કરે બાળાપણની પ્રીત.

જંતર મોટે તૂંબડે બતરીસે ગમે,
છતરીશ લાવણ રમે વિજાણંદને ટેરવે.

ગમે ગમે ગોઠડી, નવ તાંત્યુંમાં નેહ,
હૈયામાં હલકેહ વિજાણંદના તૂંબડાં.

જંતર ઝાલ્યું હાથ ભાંચવીએ ભાંગતી રાતનું,
સમદર લે સંગાથ વાઢેલ સહ વિજાણંદે.

**૨૧ શેણીનો ગૃહત્યાગ**

વરસ વળ્યાં વાદળ વળ્યાં, ધરતી લીલાણી
(એક) વિજાણંદને કારણે શેણી સૂકાણી.

ચડ ટીંબા ચડ ટેકરી, ચડ [1]ગુંદાળી ધાર!
[2]ઓજત! ઉછાળો લઇ વિજાણંદ પાછો વાળ!

વિજાણંદની વળમાળ, બીજાની બાંધું નહિ;
ચારણ હોય લખ ચાર, (તેને) બાંધવ કહી બોલાવીએ!

મત્યું શું ઘો માનવી! જણ જણની જુજવી,
આટલી દાઝપ હતી (તે) વિજાણંદ કાં વાળ્યો નહિ!

---

૧ ગામનું નામ ૨ નદીનું નામ

૩ઃ વિજાણંદની શોધ.

મારગ–કાંઠે મઢી કરૂં, લઉં જોગણના વેશ;
ગોતું દેશ–વિદેશ, (કોઇ) વાવડ ઘો વિજાણંદના!

(કોઇ) જંતરવાળો જુવાન ભાલમાં ભૂલો પડયો,
શેરીએ પડાવું સાદ, વાવડ ઘો વિજાણંદના!

લાલ સુરંગી ધોતીએ કેસર ભીને વાન
હાલ્યો જાતો હાટડે જંતરવાળો જુવાન.

ચાલું તો ચુંકું નીકળે, દોડયે લાજી મરૂં;
વીજાણંદ વાગડ ઉતર્યો, ઉભી પોરયું કરૂં.

૪ઃ હિમાલયમાં દેહત્યાગ

હાડ હેમાળે નવ ગળ્યાં સોહામણ શેણીનાં
(તેથી) કાસા કેરે પૂતળે પરણેવા પડયાં.

હાડાં હેમાળે ગળીયાં જે ગૂડા લગે;
વિજાણંદ! વળો, ઘણમૂલા! જાને ઘરે!

વળ વળ વેદાણી! (તું) પાંગળી હો તોય પાળશું,
કાંધે કાવડ કરી (તને) જાત્રા બધી જુવારશું.

વિજાણંદ જંતર વગાડ! હેમાળો હલકું દીયે;
મોંઘા માછલમાર, માછલીયું ટોળે મળે.

જંતર ભાંગ્યું જડ પડી, ત્રૂટયો મોભી ત્રાગ;
વેદાની શેણી હલ ગઈ, જંત્રી ન કાઢે રાગ!

ભુખે ખાધાં ભાત પેટ ભરી પામર જીં,
શેણી જેવો સાથ વિજાણંદ મેલી વળ્યો.

[સૌરાષ્ટ્રની રસધાર : ધારા–પ : પૃષ્ટ ૧૩૦]

ગુજરાત કાઠીઆવાડનું

# લોક-સાહિત્ય

**સોરાષ્ટ્રની રસધાર**

| | | |
|---|---|---|
| ધારા | પહેલી : | ૧–૦–૦ |
| ,, | બીજી : | ૧–૪–૦ |
| ,, | ત્રીજી : | ૧–૮–૦ |
| ,, | ચોથી : | ,, |
| ,, | પાંચમી : | ,, |

**સોરઠી બહારવટીયા**

| | | |
|---|---|---|
| ભાગ | પહેલો : | ૦–૧૦–૦ |
| ,, | બીજો : | ૧– ૦–૦ |

**રઢીયાળી રાત**

| | | |
|---|---|---|
| ભાગ | પહેલો : | ૦–૧૦–૦ |
| ,, | બીજો : | ૦–૧૨–૦ |
| ,, | ત્રીજો : | ૦–૧૦–૦ |

**ચુંદડી ( લગ્નગીતો )**

| | | |
|---|---|---|
| ભાગ | પહેલો : | ૦–૧૦–૦ |
| ,, | બીજો : | (છપાય છે) |

| | |
|---|---|
| **હાલરડાં** | ૦–૪–૦ |
| **કંકાવટી** | ૦–૮–૦ |
| **દાદાજીની વાતો** | ૦–૮–૦ |

**સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર : બી. એસ. રેલ્વે**

મુદ્રક અને પ્રકાશક—અમૃતલાલ દલપતભાઈ શેઠ, સૌરાષ્ટ્ર મુદ્રણાલય, રાણપુર.